

શ્રી ગણેશાયનમઃ

# નીલમ-માણેક

## નાટકનાં ગાયનો. 204

———+~~~×~~~+———

રચાવી અને છપાવી પ્રસિદ્ધ કરનાર,

ડાહ્યાદાસ હેમજીભાઇ ભાવનગરવાળા

એન્ડ કો૦

શ્રી વિજય નૌતમ નાટક સમાજના માલીક.

અમદાવાદ.



રચનાર

ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર

( કિન્ડર ગાર્ટનીસ્ટ---મુંબઈ )

ધી માર્તંડ મુદ્રાલય પ્રેસમાં પટેલ ભીખાભાઈએ

છાપ્યાં. ઠે. રતનપોળમાં મરચીપોળ-અ

આવૃતી સાતમી

સંવત ૧૯૭૨



## ચેતવણી.

ॐ

श्री परमात्मने नमः

# 'નીલમ-માણેક' નાટકનાં મુખ્ય પાત્રો

## પુરૂષ પાત્રો.

**રત્નલાલ**—મુંબાઇનો એક ગર્ભ શ્રીમંત કાયસ્થ ગૃહસ્થ-(સુધારક)

**નવલરાય**—તેનો પુત્ર (વકીલ).

**દુર્ગાપ્રસાદ**—હાઇકોર્ટનો એક ઓફીસર.

**કુન્દનલાલ**—રંક માબાપનો પુત્ર—પાછળથી વીરપુરનો દિવાન.

**વેણીલાલ**—એક સટોરીઓ દલાલ.

**કાન્તીલાલ**—તેનો લાડકો પુત્ર.

**ફ્રેન્સીસ ડેવીડ**—એક આગેવાન અંગ્રેજ ગૃહસ્થ.

**સચ્ચિદાનન્દ**—બનારસના યોગાશ્રમનો સન્યાસી.

**ચીમનલાલ**—એક જુગારી યુવાન.

## સ્ત્રી પાત્રો.

**કમળાગવરી**—રત્નલાલ ઝવેરીની ધર્મ પત્ની.

**સરસ્વતી**—દુર્ગાપ્રસાદની સ્ત્રી ( નીલમ માણેકની માતા)

**નીલમ**—દુર્ગાપ્રસાદની વડી કન્યા—નવલરાયની સુધરેલી સ્ત્રી.

**માણેક**— ,, નાની કન્યા કુન્દનલાલની માયાળું સ્ત્રી.

**કમળી**—વેણીલાલ શરાફની કજીયા વહુ.

હરિગંગા—ચીમનલાલ જુગારીની સાધ્વી સ્ત્રી

વેલી—રતનલાલ ઝવેરીની ઘાટણ નોકરડી.

રતન—નીલમની પુત્રી.

સુંદર—નીલમની શોકય

મેનાં—કાન્તીલાલની નવી સ્ત્રી,

એ ઉપરાંત માળી, રસોઇયા, કોનસ્ટેબલ, સિપાઇઓ, સહિયરો, મુનીમ—વાજાંવાળા, સાજન વગેરે,



ૐ

શ્રી ગણેશાય નમઃ

# 'નીલમ—માણેક'ના
# નાટકનો ટુંક સાર

## અંક ૧ લો.

**નાન્દી—સુત્રધાર અને નટીનો સંવાદ**—બે બહેનોના ગુણ—દોષ અને સુધરેલા સંસારના ગૃહસ્થાશ્રમનું દિગ્દર્શન !

**પ્ર૦ ૧—દુર્ગાપ્રસાદનો બંગલો**—નીલમગવરીને સાસરે વળાવવાના શુભ પ્રસંગ, માતા અને સહિયરોની શિખામણ—તથા વિનોદ.

**પ્ર૦ ૨—બાગ ચાંદની રાત** ( Honey moon ) નવલ અને નીલમનો આનંદ, કમળા શેઠાણી અને માગાના વિતંડાવાદ પાછળથી રત્નલાલ અને કમળાના સંવાદ પુત્રવધુને પરવશ રાખવાની સાસુની ચતુરાઈ ! !

**પ્ર૦ ૩—દુર્ગાપ્રસાદનું દીવાનખાનું**—સરસ્વતિની ચિન્તા દુર્ગાપ્રસાદ અને કુન્દનનો મેલાપ માણેકના વેવીશાળ સંબંધી વાતચીત

**પ્ર૦ ૪—બંગલો**—કુન્દન અને માણેકનો મેળાપ, કાંડીના વિનોદ

**પ્ર૦ ૫—વેણીલાલ શરાફનું ઘર**—કમળાને વેણીલાલના વિતંડાવાદ કાન્તિલાલના ધોંટાળો ! હાસ્ય !

**પ્ર૦ ૬—દુર્ગાપ્રસાદનો બંગલો**—સરસ્વની અને કમળી વચ્ચે લગ્ન સંબંધી તકરાર ! માણેકનું વેવીશાળ તુટવું. અને કુન્દનલાલ તેડે સંધાવું.

**પ્ર૦ ૭—રાજમાર્ગ**—માતાનુ પુજન કરવા જતી માણેકનો ખેદ. કાન્તીલાલ વેરે પરણવાની અનેચ્છા ! કુન્દન અને સુમનનો સંવાદ.

પ્ર૦ ૮—રત્નલાલનો બંગલો—માણેકનું વેવીશાળ કુન્દન સાથે થવાથી તેના લગ્ન મંડપમાં સર્વેને તેડવા દુર્ગાપ્રસાદનું આવવું.

પ્ર૦ ૯—રાજમાર્ગ—વેણીલાલ શરાફના છોકરા કાન્તીલાલનો વરઘોડો, કન્યાવિક્રયનો ફજેતો !

પ્ર૦ ૧૦—બંગલો—કુન્દન અને માણેકનો વીવાહ ! સૌભાગ્યવની સુંદરીનો ભાગ્યોદય ! દમ્પતી વિલાસ,

## અંક ૨ જો.

પ્ર૦ ૧—નીલમનું શયનગ્રૃહ—નવલ અને નીલમ વચ્ચે મતભેદ નવલની અઘટિત શંકાઓ.

પ્ર૦ ૨—વેણીરામનું ઘર—કાન્તીલાલ અને નવીવહુ મેનાનું કૌતક

પ્ર૦ ૩—સર ડેવીડનો બંગલો—સર નાઈટના ખેતાબની ખુશાલીમાં ગાર્ડન પાર્ટિ–ડેન્સ !

પ્ર૦ ૪—બંગલો—કુલીન પુત્રવધુ માણેકનો સાસુ પ્રત્યે સ્નેહ, દુબળી ડોશીની પુન્યવંત ઉતરાવસ્થા.

પ્ર૦ ૫—રત્નલાલનો બંગલો—નવલ અને નીલમ વચ્ચે ફરીને વિવાદ રત્નલાલનું હૈદ્રાબાદ જવું.

પ્ર૦ ૬—ચીમનનો બંગલો—હરિગંગાનો ઉપદેશ—નીલમનો અકસ્માત ચીમનને નીલમનો મેળાપ—ભૂલચુક ! નવલનો સંદેહ !

પ્ર૦ ૭—બાગ—માળી અને મસાલની મૂખ વાતો—નવલનું બ્હેમાઇ જવું ! નીલમપર આક્ષેપ !

પ્ર૦ ૮—નીલમનું અંતઃપુર—નીલમનો આત્મશોચ ! પોતાની ભૂલ માટે પશ્ચાતાપ ! નવલનો અંતઃકરણનો ઉભરો ક્રોધની જ્વાળા ગૃહત્યાગની શુભ ઇચ્છા ! મૂર્છા !

ટેબલો.

## અંક ૩ જો.

પ્ર૦ ૧—**જંગલ**—ચીમનના રસોયા જોડે ન્હાસી નીકળેલી નીલમનો વિલાપ! રસોયાનું ભોપાળું! નીલમનું ન્હાસી છુટવું—રસોયાનું પકડાઇ જવું!

પ્ર૦ ૨—**માણેકનો બંગલો**—વીરપુરમાં માણેક અને કુન્દન-નીલમનું આવી ચડવું. માળી મારફતે માણેકનો મેળાપ! નીલમ—માણેકનો આશ્ચર્યજનક મેળાપ!

પ્ર૦ ૩—**વેણીલાલનું ઘર**--સાસુ--વહુની લડાઇ—છેવટે સામાધાન—કુટીલ સંસારનું દિગ્દર્શન.

પ્ર૦ ૪—**વનમાર્ગ**—દુઃખી નીલમ—માણેકના બંગલામાંથી ન્હાસીને સ્વામિ સત્ચિદાનન્દને ભેટવું. સ્વામિ સાથે બનારસ જવું.

પ્ર૦ ૫—**રત્નલાલનો બંગલો**—માતા વિનાની રતનનો વિલાપ! વેલીનું શાંતવન—નવલનો બળાપો, નવી સ્ત્રી સુંદર સાથે તકરાર! સુંદરનો આપઘાત.

પ્ર૦ ૬—**ચીમન**—હરિગંગાનો સંવાદ—જુગારી ચીમનનું પકડાવું.

પ્ર૦ ૭—**કુન્દનનો બંગલો**, કુન્દન—માણેકનો વાર્તાવિનોદ નીલમને મળવાની ઉત્કંઠાએ બંનેએ મુંબઇ રત્નલાલ ઝવેરીને ત્યાં જવું

પ્ર૦ ૮—**રતનલાલનો** ચોક, નિવેદીતા યોગિનીરૂપે નીલમનું આવવું રામલાલ સાથે વાતચીત-પાછળથી રતનને નીલમ નવલનો અફશોસ--નીલમનું પ્રગટ થવું સર્વ સગાંઓનો મેળાપ.

# સુખી સંસાર

## નીલમ માણેકનો વીજય.

### સમાપ્ત.

શ્રી ગણેશાય નમઃ

# નીલમ-માણેક નાટકનાં ગાયનો

## અંક પહેલો.

### મંગળાચરણ.

સુત્રધાર— ૧

શ્રીવર હરિહર!
રસાદિ નાથ જગતાત હે નટતર!—ટેક.
શાન્તિ પતિ ચરણુ શરણુ સા તુજ વિષે
ભ્રાન્તિ નિવાર, ઉદ્ધાર વિભુવર! શ્રી.

નટી— ૨

શોભે સુંદરીયો સાસરીયામાં શાણી
થઈ ગૃહરાણી—મનમાની ... ... ... શોભે
ફણિધરના શિરપર મણી ઝળકે, પણ શોભે નરવરને.
સરવર જળપર કમળ રમે પણ ચડે સકળ શંકરને,
ત્યમ કન્યા વયવતી થતાં પિયુ સંગ શોભે ગુણુતાની-શોભે

સખીઓ— ૩

સખી સાસરે જઇને,
સદ્દગુણુ શુભ વરતાવજે—સખી.
સજની! તું શિયળ સાચું સંભાળી,
પતિ પ્રતિ નરમ નજરે નિહાળી;
ઘરે થજે બાગનો માળી
સેવા નહિં ચુકીશ સ્વામીની—સખી.

વસી સાસુ નણંદ હોય જે ત્હારાં,
પાજે પ્રીતિ--વચન પાણી તું પ્યારાં
સુખે થશે સૌ સખી ત્હારાં,
સંપે રહીને સુખ માણજે—સખી.

સખીઓ— ૪

સુખ સરવર પર રમતાં ભમતાં યાદ સખી કરજો,
પ્રીતિ જળ પીને, શીતળ થઇને શાન્તિહૃદયે ભરજો;
પછી અમને મળજો—સુખ
વચન વીણાના મધુર તારપર રસ—અંગુલી ધરજો
મધુર નાદ અંતરના સઘળા ધીર ધરીને ભરજો,
રસિક ગાનથી પુર્ણ રિઝાવી વ્યાકુળતા હરજો
વિવેક વૈભવથી વ્હાલા વલ્લભને વશ કરજો ...સુખ

નવલ— ૫

કેવી સુંદર કળી મધુરી સુંદરી રસિક રસ ભરી....કેવી
લટક મટક ચાલતી મ્હાલતી, પ્રેમીપિયુને રિઝાવતી ન્યાળતી
હેતે હસાવી દમામે ડોલાવતી ભાવથી ભોગીનું ભાન ભુલાવતી
પુતળી પ્રીતિભરી—કેવી
દીલબર? જીગર તુજ પર દિવાનો આ ભ્રમર ભટકી રહયો,
પ્રીતિ—કળીની ડાળીપર લાલચ ભર્યો લટકી રહયો.
મીઠો પરિમળ આપીને મકરંદને રાજી કરો,
ભોળી ભલી ભામા ભલા ભરથારને ભેટી પડો!—

નીલમ— ૬

આવી.................................................
પીયુ શાને અકળાઓ, ગભરાઓ, અમુઝાઓ—ટેક.

નવલ—'આ કોમળ હથેળી, જાણે નાજુકડી કેળી;
લાગે રસિક નવેલી, જેમ વિકસેલી વેલી—
"પ્રિયા છો ?"
નીલમ—"અરે વહરે વાહ ? કુકડે કુ?—આવી
નીલમ— ૭.
પ્રીત—સુધારસ પાન પુરા પ્રેમી વીણુ કોણુ કરે ?
પ્રેમીઓ ખરા પ્રેમમાં મરે,
માનસરોવરના મોતી તો હંસ વિના કોણુ ચરે—પ્રેમી
ચંદનને કાપો કે બાળો સરસ સુગંધી ન હરે
શેરડીને સંચે પીલો પણુ મધુરતા ન ટળે.

૮

નીલમ—શું રસિક રસિલા રિસાઈ જાઓ, ચોરી મ્હારૂં ચિત્ત;
નવલ—પ્રિય શરમ ધરમના મરમ તજી, ઉચ્ચારો ન વચન
અનુચિત—ટેક
નીલમ--સ્નેહ સુતરને તંત્રે બાંધી તોડોનહિ પીયુ અમુલખ પ્રીત
નવલ—તોડી મેં નથી તમેજ ટાળી પ્રીતતણી એ રીત
નીલમ—કસ્તુરી કાળી પણુ ગુણુવાન,
નવલ—વૃથા એ ગુમાન—કરે નાદાન !
નીલમ--તન જુદા પણુ મન નથી જુદાં કોઈ ગરમ કોઇ શીત
માણેક— ૯
શરમ રાખજે તું શ્યામ ? પુરા પ્રેમથીરે
પ્રેમથી નેમથી રહેમથીરે— શરમ૦
દીલની દાઝ તું લેનાર નિરધાર જાણી,
ભુખ્યાં ઉઠાડે સુવાડે ન તું સારંગપાણી;
બધી ચિન્તાનો ગ્રહી ભાર ઉતારે પ્રમાણી;

ક્હે છે સંભાળ તું સંસારની જન—પ્રાણી નાણી,
વારે વારે શામળીયા, કામળીયા,

૧૦

કુન્દન ઉપકાર અનુપમ થયો સુદરી, દે બદલો કીરતાર
માણેક—સત્કાર વિસરીએ કેમ અતિથીનો જે છે અધિકાર
કુન્દન—વસ્તુ કરતાં વહાલ કિમતી છે?
માણેક—કાંડી તે કિમતી શું રતી છે
કુન્દન—કાંડીનાં બળપર સૃષ્ટિનો છે સઘળો આધાર,
માણેક—કાંડી શું દીવા દાંડી છે!
કુન્દન—શ્રહ જીવનની સુખ હાંડી છે,
માણેક—'થે કયું—વેરીમચ"
કુન્દન—"ગુડબાય—ઉપકાર.
વેણી—

૧૧

જારે જારે તું તારે રે જા જા રે.
મારે કામ નથી, હટ જા જા રે.

કમળી—વ્હાલા મારા, લ્હેરી લાલા, કરજોડી કરૂં કાલાવાલા
વેણી—વાલી કેતાં તો આવરે, અકળાણી તું શા આધારે
કમળી—અમારી ભુલ પ્રિય કરો માફ,
વેણી—મને ન બોલાવ તને કહું સાફ,
કમળી—ચડાવો રીસ ન ધરડી આપ,
ગુન્હો કરો માફ થયા હો અમાપ - જારે
વેણી—માફ માગ પગે લાગ,
કમળી—તમને જોઇ ઉઠે આગ;
વેણી— એમ—ઠીક-ઠીક

૧૨

કાન્તિલાલ—બ—બ—બંકો બહાદુર બંદોછું.
ખ—ખ—ખબરદાર હું ખંદોછું:
ફક્કડ પુલેલો ફંદો
પુલો પરનો મકરંદો છું
મોહી પડશે મારી વહાલી, ભેટી પડશે ઘેલી કાલી
વ્હાલીનો કર ઝાલીને ચાલીશ બની ફકડ--વાહ વાહ વાહ
એ ચાહે આપ સમજે કે ચાહે બાપ સમજે,
એ ચાહે સાપ સમજે કે ચાહે પાપ સમજે—બ

કુન્દન— ૧૩

આહ ! લટક મટકલચકાતી આવે;
વાહ ! ચટક મટક ચળકાતી આવે;
થનગ થનગ ડગ ભરતી આવે, આહા
ઉર્વશી કે રંભારૂપ નારી, મનમોહિની મુરતી મદ ધારી
મદન ભરેલી કેવી મલકાતી આવે. આહા
દગલોચન મૃગલીસમ નચાવે, ભમર ઉડાવે સમાન ભાવે.
લગની લગાડી અનંગ જગાવે. આહા

માણેક— ૧૪

પ્રભુ દીનદયાળુ તું છે મયાળુ કરૂણ કૃપાળુરે
વિનંતી ધ્યાન ધરો; આશ મ્હારી પૂર્ણ કરો. પ્રભુ૦
દીકરી ગાય ડોરે ત્યાં જાય, રંક બીચારીનો નહી ઉપાય,
એક આધાર તારો છે કીરતાર,
આપણે સરણે પડીછું ચરણે, હાય,
માગુ સહાય તારી, અરજ સ્વીકારી -વ્રજવિહારી

માગુ સહાય તારી, અરજ સ્વીકારી—વ્રજવિહારી,
દો જન્મ સુધારી............................પ્રભુ૦

જાનડીઓ— ૧૫

આજે મંગળ અવસર આવીઓ,
દીધા દુર્લભ દેવે પ્રસંગ મહારા કોડીલા કાન્તીલાલનો
ચડયો વરઘોડો બહુ રંગ,
રંગ ઉડે રળીઆમણો, વાજે ગાજે વાજાં અગણીત;
તાસાને શરણાઇઓ ચોરે વરકન્યાનું ચિત
સુંદરી ચડીરે અટારી, કાંન્તીલાલને નીરખવારે,
મેનાં વહુ મનમાં મલકાય, લાગે હઇએ હરખવારે આજે

કુન્દન— ૧૬

મધુરી, પ્રસન્ન મુખવાળી;
સુખકારી—હા, રસીક પ્રાણ પ્યારી—મધુરી.
મનડું મલકે તારૂ પલકે, પલકે:
પ્રિયા વદન ચળકે, તુજ કાંતિ ઝળકે.

માણેક—રે મ્હારા વહાલાં ! વચન આ તમારાં,
પ્રાણથી પ્યારા.
પ્રાણ ! પ્રાણ હૈયાહાર !

કુન્દન--વાહરે વાહ, નમણી નાર...મધુરી૦

માણેક— ૧૭

પિયુજી પ્રેમના ભવ પથે સત--સંત નિરભય ચાલે.
વન વાટે કંટક ન્યાળે, તદબીરથી દુઃખ ટાળે. ટેક.
સુખ દુખનાં વાવાં ઝરણાંઓ,
આ................વે સંસારે,

પ્રહ્લાદ ગરૂડ ગુફા ઉલ્લંઘી
પ્રીતિ સ્હેજે ઉતારે પારે ભવ બારે,
વૈકુંઠના સુખ મહાલે............પીયુજી.

કુન્દન— ૧૮

વારે, વારે રસમણી;
મનહરણી તેં મારૂ તનમન હરી લીધું—ટેક.

માણેક—નાથ મને જાણો રંક નાર.

કુન્દન – વાહવા,

માણેક—મને કાં શરમાવો ભરથાર—વારે.

કુન્દન—ગુલશનમહિં ખિલ્યું ગુલ અતિ ગુણવાન.

માણેક—રમું ભુલભુલ સંગે નિત્ય પ્રીતે પ્રાણ,

કુન્દન—વહાલી સુંદરી પ્રિતિ રત્ન ખાણ.

માણેક—રત્ન રાખીશ કંઠે સુજાણ.
જીવન સફળ થયું આજ પીયુ મ્હારૂં,

કુન્દન—વાહવા, વાહવા, ભવ સુખ ભરણી. વારે.



## અંક બીજો.

નીલમ ૧૯

વાહ; બાપુડી મ્હારી, છાની રે વ્હાલુડી મ્હારી,
શું કરવા રૂએ બાળા મધુરી,
મુજ તન ધન દઉં,
હેતે હીંચોળું બાળાં ગાઉં હાલરડાં તારાં
“ આવે નીંદરડી મીઠી આંખ,
આશા દરીઓ, સાકર દડીઓ, હાથે ચડીઓ હુરવાર:
રસીલી છબીલી મ્હારી બાલ વાહ૦

મેના— ૨૦

હાયરે બળી નાજુક જુવાની,
હારી હારી ! ગઈ હું હારી જીંદગાની--ટેક
મને ઉછેરી કરી જુવાન બાળા
અંતે ડુબાડી, કુવે ઉતારી જાણીરે. ટેક
કજોડી જોડી બની, કહૂં શું કહાણી;
બળ્યો અવતાર આ, બળ્યો સંસાર આ, માનીરે બળી

મેના ૨૧

વાલમજી, વળગો નહિ વહેલાં અળગા રહો ઘેલાં
છેલ છબીલા માનમાં—

કાન્તિ--મ્હારીછું તું તો, ત્હારોછું હું તો, અળગો રહું કેમ વ્હાલ
મેના—કાંટાનું ઝાળુ, લાગે છે અકારૂં કહાડું શી રીતેરે
કાન્તિ—પૈસાની પુતળી, અંતરમાં ઉતરી, જાશો શી રીતેરે

મેના—" બાપે તો કુવે ઉતારી. "

કાન્તિ—" તો માની લ્હો પ્યારો પ્યારી. "

મેના—" ખાંડ ખાજો ખાંડ "

કાન્તિ—" તું છે બે બદામની રાંડ. " વાલમજી

માણેક— ૨૨

મ્હારાં સાસુજીનાં લાડ પાળીશ પ્રીતેરે
હું માનીશ તેનો પાડ નિરમળ ચિતેરે.
હું ગણીશ માતા જેમ, પુજીશ નિત્યેરે.
હું ગાઈશિ ગરવા ગુણ ગભીર ગીતેરે.
અમે દમ્પતી ગણીશું દેવ, સેવ કરીશુંરે.
ધરી અમૃત ભોજન થાળ શાંતિ વરીશુંરે

કુન્દન—માણેક— ૨૩

માનીયેરે માજી આપનો આભાર...અમે.
કરજોડી અમે પાયે પડીએ.
સાચા સગા છો સંસારરે—આપ

દુખણી— ક્ષેમ કુશળ રહો દમ્પતીને થાઓ સુખી સંસાર,

ચીમન— ૨૪

આહથી ચુસું રસ--મકરંદ કુંજની, કુસુમ કળીની સંગ
કમળતણી કોમળ પાંખડી સમ, મનહર મુખનો રંગ
રંગઅંગપર લપટાયો છે, અંતર પટ અનંગ—અરરરર ટેક
રગ રગમાં એ અનંગ રંગે બદલાવ્યો મન ઢંગ;
નેહ નેહમાં પુરી પછડાયો, ઉડયે રસીલો ભૃંગ--સરરરર- પ્રેમમાં

ચીમન— ૨૫

હઠ દુર થા અંતર ભીતરથી નગુણી નારી,

હરિગંગા—પ્રાણ નહિ તરછોડો મુજને

ચીમન—રહે તું અળગી, વહેમે વળગી.

હરિગંગા—ચિતવન હરપળ હરિસમ હૃદયે.

ચીમન—થાતું ન્યારી

નીલમ— ૨૬

મન તું, ભમતું ફરતુ ઉડતું,
શાન્તિ મારી લઇ...........
શોકના ગારમાં શોચના દ્વારમાં
કુડા સંસારમાં સંકટ ભારમાં.
નાંખી મને કહું શું તને, દેહ દમે કયાં તું ભમે;
વિકળ ચિત ભ્રમિત જણાય,
હાય હૃદય લ્હાય પ્રકટાય.
બહુ રડાય, બહુ મુઝાય, કયાં ન કહેવાય;
કયાં ન રહેવાય ... ... ... શાન્તિ



## અંક ત્રીજો.

૨૭

કુન્દન—ખીલી કેવી પ્રાતઃકાળની લહેર
છાઇ રહી શીતળતા ચોમેર--ખીલી

માણેક—દમ્પતી દીલના દુઃખ ટાળી;
બની જીવનનાં સુખકારી, પતિ સેવા કરતી પતિવ્રતનારી
પ્રભુ પદ પુજતી પ્રવીણ અધીકારી—દમ્પતી.

૨૮

માણેક--પ્રીતમજી ન્યારી ન્યારી ગતી ભારી
પ્રભુની બલહારી;

કુન્દન—સુંદરી આ અંતરના રસિલા મંદિરમાં
છે પ્રીતિ મુરતી ત્હારી,
સુખકારી--હરીયાળી—

માણેક—સુંદર મારા શામળા છો; ભવતારક ભગવાન
સુખ સૌભાગ્યના ચંદ્રમણી છો, ચિન્તામણી ચિતખાણ

કુન્દન--રંગીલી રસીલી છબીલી સગુણી પ્રાણપ્યારી--પ્રીતમજી

નીલમ— ૨૯

રે હરિ, કર મુજ વાર;
હું દુઃખણી લાચાર,
એક આધાર તમારો નટવર ન્યારો

આશરે હું આવીરે—હરિ
દેવ દયાળુ પરમ કૃપાળુ,
ઓ ભગવાન કરૂં તુજ જ્ઞાન,
સદા અભિમાન તજી, તનમન વારૂ—આશરે

મેના— ૩૦

શ્યામા શણગારો નાથ ચાલુ હું છણકે,
ઠાકરને ઠણકે, ઝાંઝરને ઝણકે,

કાન્તિ—(હા—હા—બોલો બોલો)
મેના—(પણ ખીસાં ખાલી કરશો, ત્યારેજ તો )
કાન્તિ—હા—હા તીજોરીઓ તૈયાર છે.
મેના—નીલમ માણેકનાં હાર મંગાવો,
ઝીણાં ઝીણાં મોતીડા તેમાં મુકાવો.
કાન્તિ—વાળી એરીંગથી આ મુખડું જો મલકે,
મેના—સાડી મંગાવી આપો, ચોળી કરાવી આપો;
મોટર મંગાવી આપો, પીયુજી પલકે.

૩૧

સચ્ચિદાનંદ—મયે ભરૂસે આપને રામકે;
ઓર ન હય કછુ કામકે,—મયે
જો માંગે સો દેત પદારથ, વારી જાઉં ઉસ નામપે:
તુલસીદાસ પ્રભુ નામ દયાધન, ઓર દેવ સબ નામકે મયે

નીમલ—　　　　３૨

ગુણીજન વાવે છે ગુલાબ, નહિ કાંટા તો લેવાને.
સુગંધ મનહરણી મેળવતાં, મન--સુખ દેવાને　ટેક
કોઈ મુરખ બાવળ વાવે;
કાંટા લઈ, પરડા ચાવે;
સંતજનો સત--ગુલાબ વાવે. સુગંધ ભરવાને
આ કર્મતણા કંટક ત્યાગે. ભવસાગર તરવાને

રતન—　　　　３３

હાય મા મને કયાં મળશે,
કયારે આશા મુજ ફળશેરે;
માતુ વીણુ કહી ચૈન પડે નહી સુનું સહુ ઘર લાગે,
વહાલ કરીને કોણ ચુંમી લે દુખ મારૂ કોઈ ભાગે

સુંદર—　　　　３૪

માનો માનો માનો મ્હારૂં
પ્રવિણ પ્રીતમ જરા રંક વચન આ,
નવલ—જા જા ગુમાની, જાણી જાણી,
ચાલ ચાલ હઠીલી નાર.
નીકળ નફટ દવાર બાર.
સુંદર—સરસ સમય, આ ગુમાવો કયમ આ,
પસ્તાશો પીયુ પ્યારા;

નવલ—જા--જા
સુંદર—વાહ, વાહ—માનો.

૩૫

ચીમન—ઉર જાણી અબળા જાત, કરૂં ના ઘાત લગાવું લાત
દુખ પામ જા દીન રાત, ના કર વાત થશે ઉત્પાત,
હરિગંગા--ઉતમ આશ ગુમાવી ખાસ, કરો ઉપહાસ બારે માસ
રે ત્રાસ આ ત્રાસ ... ... ...ત્રાસ ઉર
ચીમન—પરણી તને કો વાર ન જોયો સાર. પ્યાર પ્રચાર.
હરિગંગા—તજો પતિ વ્યભીચાર,નથી કાંઇ સાર બનો કાં ખ્વાર
ઓ ભરથારહૃદયના હાર, વચન સુખકાર કહું આ વાર
જારને માથે માર,

૩૬

માણેક—રંગ રસીયા રીઝાવું હું ગાઇ ગુણગાન પ્રીતની રીતથી
કુન્દન—પ્રેમ અમ્રતનું પ્યારી, કરાવું હુ પાન પ્રીતની રીનથી
સંગે ઉમંગેથી રંગે રમીશું,
પ્રમદા તું અંગે પ્રકાશી છો
માણેક—હાં વીલાસી છો(૨)સદા સુખકારી શ્રી રસીક વીહારી
પ્રીતમ પ્રાણથી પ્યારા, શ્રી રસીક વીહારી (૨)
કુન્દન—દિયો દિલજાન મને બહુ માન
પ્રિયા તન ધન કરૂં કુરબાન રંગ રસીયા.

સર્વ પાત્રો—　　　　　　૩૭

જય જય કૃપાળ પ્રભુ દીન દયાળા,
હરી વીપતી કુમતી ગીરીધર ગોપાળ,
શાંતિ કાંતિ આપી નાથ
ભ્રાન્તિ ભ્રમિત કાપી સાથ
સંચીતે મળ્યા સંગાથ
સ્નેહીઓ સંબંધી બાળ,
વિજયી થઈ સગુણ સુશીલ નારી
પ્રવીણતા મેલવીને કેલવીને
નીલમને માણેક મફુરી પામી જય

